# ગલંગોટા

દેશળજી પરમાર



રવિશઙ્કર અંકિત

'નાનાં નાનાં બાળકો

ને

નાનાં નાનાં ફુલ'



# કૂક · રે · કૂક



કૂક રે · · કૂક
ઊઠ ખેડૂત

કા · · કા કાગ
કામે લાગ
તમરાં તમ ધોડુંક રમ





ઘૂ · · વડ ઘૂ
ઝટપટ સૂ




એક રાજા અટપટ
તેની બહુ ખટપટ
મરી ગયો ઝટપટ
હાશ, ટળી ખટખટ



# ચાડિયો



ચાડિયા રે ચાડિયા
ખા થોડા દાળિયા
જુનું લે જૂત
કર માથાકૂટ





# કાઉ:વાઉ વા-ઉ:

કાઉ . . વાઉ . . વાઉ .
કાઉ . . વાઉ . . વાઉ .



તું કોનું છે હાઉ ?
મના માળીનું બાઉ !

કાઉ . . વાઉ . . વાઉ .



કાઉ . . વાઉ . . વાઉ .

# મીની

મીની ઓ મીની! મચકો રે કરતી
ક્યાં હાલી?

'રાણીને મળવા
મહેલે ચાલી'



મીની ઓ મીની! ઢીલી ઢીલી આમ
ક્યાંથી આવી?

'પહેરેગીરે
પાછી વાળી'






કંકુડી રે કંકુડી

ક્યાં ગઇ તારી ચંચુડી

ચણજે

થોડા ધાણા

ખા નહિ તો પાણા



# તનમનિયો



પીપૂડીવાળાનો
પેલો તનમનિયો

ચોરી ગયો એક દાડમનો કંડિયો
દાડમ ખવાય છે
ચોરી ઝલાય છે
મનમાં ને મનમાં
તનમનિયો
લજાય છે





# ઃકૂકડ રાણાઃ



કૂકડરાણા વાયાં વા'ણાં
કાં પોઢે પટરાણી રાણાં

કૂકડરાણા – કૂક રે કૂક
સૌ પહેલાં કર
ઘરમાં કૂક!







# એની અને નેની

એની અને નેની
બંને તે બેની



વડલાકેરી ડાળે
બેઠાં'તાં માળે

ચમકી જહીં વીજ
બેઉ ગયાં બ્હીજ

એક બેન ઉંચે



બીજી પડી નીચે

# ભોળી રંભા



# શુરો સીપાઈ



'અલી બાઈ રે
બાઈ।
તેરી દોણકીમાં રાઈ
ખોટી આપું એક પાઈ
હું છું સુરો સીપાઈ.'



'લાગે એક મુક્કાભાઈ
રાઈ જશો
વેરાઈ'

# નાની બદી



મને ગમે છે નાની બદી
બેં બેં બોલે એ જલદી

આજથી એની સાથે રમું
પુછડી તાણી નવ પજવું

હું તો મિત્ર બની ચાહું
વધુ વધુ વ્હાલો લાગું



# બિલ્લી બાઈ



એક એક બિલ્લી હતી - બિલ્લી હતી
એના ઉંદરને પાટ જઈ બેઠી
હો, એક - એક
બિલ્લી હતી
બિલ્લી હતી



# કેરી



કાચીપાકી કેરીઓ લો
કેરીઓ લો
ખાટીમીઠી કેરીઓ લો
કેરીઓ લો
લીલીપીળી કેરીઓ લો
કેરીઓ લો

ગોળ અને લાંબી
આખી અને ભાંગી
કેરીઓ લો
કેરીઓ લો



# પુરી



પુરી લો પુરી– પુરી લો પુરી

પુરી અધુરી
સ્વાદે મધુરી– પુરી લો પુરી
તાજી તળેલી
પોચી ફુલેલી–
પુરી લો પુરી





# ત્રણ ઋતુ



૧

શીઆળે હું થરથર થાઉં
સગડી તાપે ઘીગળ ખાઉં



૨

ઉનાળે હું ચમચમ બળું
વનકુંજે ભમવા ઊપડું

૩

ચોમાસે ઝુમઝુમ ભીંજાઉં
મે'માં રમવાને ઝટ જાઉં





# બાર · માસ

કારતક માગશાર પોષ મહા
ઠંડો શો શીઆળો અહા



ફાગણ ચૈતર વૈશાખ જેઠ
ઉનો એ ઉનાળો લેખ

અષાડ શ્રાવણ ભાદર આસ
ચોમાસું આવ્યું
આ, હાશ!





# લુલા બંદર

લુલા બંદર કિલ્લે ચડ્યા
કુદકા દેતાં ભોંયે પડ્યા
સો ઉંટવૈદો લાવે દવા
તોય ન થાયે
સાજાસમા



# અંધા ઉંદર



અંધા ઉંદર ત્રણ અંધા ઉંદર
ડાકલી વગાડતા દોડે અંદર
કુવાને દેડકે દીધું નિમંત્રણ
ચાલ્યા ઉતાવળે
જમવા જમણ



# પક્કો અંબુ




માત પજવતો પક્કો અંબુ
રડવા મંડયો ફોડી ચંબુ
રોતાં રોતાં આંખો પડી
ખૂબ જ ખોળ કરી
— ના જડી




# એક હતી બાળી



એક એવી હતી બાળી
જેને ગાલે લટ કાળી

હોય ખુશ જો મિજાજ
તો
વાહ વાહ વાહ



ચડે રીસ જો ખરાબ
તો
છટ છટ છટ

# ·સુભાષિત·



ચાલોને ચોરે
ચાલોને ચોરે
ખાદી શુદ્ધ ખરીદતાં રે
ચાલોને ઘેર
ચાલોને ઘેર
બજાર ફરી ઘર વળતાં રે

ભેંશ રે ભેંશ
તારાં
શીંગડાં કે'શ
?









બળી પરીક્ષા
કેવડી તે શિક્ષા
?



રંગે રોળી · ધુળે ધોળી · આવી હોળી








# પંખીના માળા

પંખીના માળા આ પંખીના માળા
વડલા કેરી ડાળે છે પંખીના માળા

અધ્ધર અકેલા
ઝોલે ચડેલા
છે પંખીના માળા



પંખીના માળા
આ
પંખીના માળા

# ડાહી ડોશી



ડાહી એક ડોશી
જાત્રાની હોંશી

કાચલીને વાં'ણે
ચાલી તે ટાણે

કાચલીમાં કાણાં
કે નીર ભરાણાં

ડોશી ગઈ બુડી
ને વાત ગઈ ઉડી



# ભાઈ ને બ્હેન



ખારો છે સાગર
ને ખારો છું હું

મીઠી છે સાકર
ને મીઠી છે તું



# વા પવન વા

વા પવન વા - વા પવન વા
ઝોલે ચડે મારી ફુલવેલ આ

વા પવન વા - વા પવન વા
અધ્ધર ઉડે પેલા કનકવા

વા પવન વા - વા પવન વા
ધારાં મધુર ગીત પરીઓનાં ગા

વા પવન વા



# બાલ રે બાલ



બાલ રે બાલ
તારા ગુલાબી ગાલ

બાલ રે બાલ
તારાં નયણાં રસાલ

બાલ રે બાલ
તારૂં અંતર વિશાલ

બાલ રે બાલ
તારી ધૃમધમ ચાલ

બાલ રે બાલ
મને આવે બહુ વ્હાલ



# બાળ રે બાળ



અલ્યા, બાળ રે બાળ
તારો ઝુલો આંબાડાળ

વા વાશે આ પાસ
ઝુલો ચડશે આકાશ

ડાળ ભાંગશે જો બાળ
પ્રભુ લેશે સંભાળ



# કાણું ઊંટ



કાણું એક હતું કો ઊંટ
ચાહયું જોવાને નિજ રૂપ
ચત્તુંપાટ પડયું લઈ ઝોક
કટ કરંતી ભાંગી ડોક






ડબ્બો મારે એક મહાન
પાંચ રૂપૈયાનો ગુણવાન
ચાવી દીધે ચાલે ચટ
કરડાકીમાં કરતો કટ
જસુસ જેમ બતાવે વખત
ખૂબ વગાડી ઘંટ સખત

એકદા ધ્રુજ્યો દઈ એલાર્મ
ભોંય પડી ભાંગ્યો સુનસામ



# છોકરાં



ઝૂલે ચડયાં રે ઝૂલે ચડયાં
શહેરોનાં છોકરાં ઝૂલે ચડયાં

ધૂલે પડયાં રે ધૂલે પડયાં
ગામડાનાં છોકરાં ધૂલે પડયાં





ચાંદે સોહ્યાં રે ચાંદે સોહ્યાં
ગામડાનાં છોકરાં ચાંદે સોહ્યાં
દીવે મોહ્યાં રે દીવે મોહ્યાં
શહેરોનાં છોકરાં દીવે મોહ્યાં



# પાંચ વસ્તુ



૧. ઘમર ઘમર ઘું
ગગનમાં ઉડું



૨. ફૂટક ફૂટક ફૂં
પાતાળે છુપું



૩. ચાંદની પીએ
ને ફુલડું રૂએ

૪. એવું છે જોડું જે નિત નિત નવું
(રાતદિવસ)



૫. એક બ્રાહ્મણ
દિવસ ને રાત જમે જમણ

# ગમ્મત



લડી પડ્યાં અમે લડી પડ્યાં
શામાટે પણ લડી પડ્યાં

રડી પડ્યાં અમે રડી પડ્યાં
શામાટે પણ
રડી પડ્યાં

હસી પડ્યાં અમે હસી પડ્યાં
શામાટે
પણ
હસી પડ્યાં



# સાહસ

ઘર ઓરડા કેરે પરશાળ
બટુકડાં બે બેઠાં બાળ
પોથું ભારે જોઈ તે સ્થાન
બોલ્યાં લ્યો ફેરવીએ પાન

કિંતુ બંને વામનરૂપ
સાહસ કામ કરે છ અચૂક
ઉપાડતાં પુસ્તક જેટલે
બેઉ ઉપર તે પોથું પડે





# કલમ અને ગુંદરીઉં

કુદકુદ કરતી કલમબાઈ કહે
ઉભી પૂછડીએ જય ભાગી
'ઉઠ ગુંદરિયા! ચોંટ્યો તું કાં?
ઓફિસ માંહે લાહ્ય લાગી!
તરત ઉપડ ને જલદી ઉખડ, જો!
પાછળ કાળી ઝાળ બળે;
અતિ ચીકણા! ન્હાસ બાપ ઓ
ચોંટ્યું રહેવું કયમ પરવડે?





# મૂળો ડુંગળી



પહોળાં પહોળાં પાંદડાં ને લાંબું લાંબું મોં,
લાંબાં લાંબાં પાંદડાં ને ઇંડા જેવું મોં,

રખેને મિસ્તર તમે **મૂળાભાઈ** હો.
રખેને મિસ તમે **ડુંગળીબાઈ** હો.

તપ કરતાં'તાં એક દિ'
ઉંધે માથે લટકતાં

ભાઈબાઈ પરણી ઊભાં.
આજ સાથે મલપતાં.






અંકગણિતથી આડો આંક
એમાં ન મળે મારો વાંક

ગુણાકાર ન એક ગણાય
ભાંગાકારે મગજ ભમાય
સરવાળાનો છેડો નહિ
ત્રિરાશીની ત્રેવડ
કહીં ?.

